# શ્રી કૃષ્ણ કથા.





(કૃષ્ણને માનનારા અને નહિ માનનારાઓને વાંચવા લાયક)

લેખક:—નારણજી નિછાભાઈ દેસાઇ, પલસાણાકર.

કીમત રૂ. ૦-૨-૦

# પ્રભુસ્તુતી.



જય, જય, નિરગુણ અવીનાશી,
તું જગ સચરાચરનો કરતા.
અગમ નીગમ તું, માયાળુ,
પરમેશ્વર દીન દયાળુ.

ભક્તોપર છે, અદકી રહેમ,
તું અમને, વિસારે કેમ.
દાસ જનોને કરજે ક્ષેમ,
વિઘ્ન સર્વનો તું હરતા.

છે, વિશ્વંભર, તુજ નામ ખરૂં,
તુજ સ્તવન, હમેશાં ચીત ધરૂં.
બ્રહ્માચાર્ય, મુખે ગુણ ગાય,
શેષ થકી, નવ વર્ણન થાય.

ભૂતળ પ્રાણી, કોણ ગણાય,
અકળ કળા, અવનિસ્વરા.
હે દયાળુ તું છે માયાળુ,
વળી ભક્ત આધિન કૃપાળુ.

જન જેવાં કૃત્ય કરશે જેહ,
અંતે ફળ મેળવશે તેહ.
એવો તારો નીમ છે.
તુજ વર્ણન કરીયે કેટલું.—જય, જય.



શ્રી ૧ા



# કૃષ્ણકથા.

## શ્રી કૃષ્ણ અવતાર.

(૧) શ્રીકૃષ્ણ અવતારની કથાઓ શ્રીમત્ ભાગવત્‌માં તથા હરિવંશમાં તથા કૃષ્ણ ખંડમાં તથા ભારતમાં વગેરે અનેક ઠેકાણે છે તે અતિશય રસદાર તથા પ્રેમાળ છે, અને તે કથાઓ લખવામાં વ્યાસ ઋષીએ પોતાની વાચા શક્તિનો તથા કવિતા શક્તિનો કેવળ ધ્વજજ પ્રકટ કર્યો છે, તેનો વાસ્તવિક અર્થ લોકોની અલ્પ બુદ્ધિમાં આવતો નથી. એથી તે લોકો અનેક કુતર્કો કાઢે છે, એ મારી નજરે આવ્યાથી તે લોકોના કુતર્કોનું ખંડન કરી શ્રી કૃષ્ણલીલા જે અત્યુતમ તે લોકોના મનમાં ઠસાવી દઇ શ્રી કૃષ્ણ ભક્તિ સ્થાપવા વિષે મેં તો, નક્કીજ ધારણા કરી છે. પણ અહીં કેટલાએક કુતર્કોનું ખંડન કરી દેખાડું છું. એ ઉપર ધર્મીષ્ટ અને સુજ્ઞ જનોયે પોતાનું લક્ષ આપવું.

(૨) શ્રીકૃષ્ણની શામસુંદર કમલનયન સુહાસ્યવદન જે રમણીય અવતાર મૂર્તિ તે મનોમય ધ્યાનમાં દઢ રહી છતાં, સત્વગુણ એટલે વૃત્તીનો ઉત્તમ સ્વભાવ તે પ્રકટ થઇ, તેને આત્મજ્ઞાનનો પ્રકાર કહ્યો છતાં સમઝાય છે, અથવા રજોગુણ એટલે વૃત્તીનો લોભી સ્વભાવ તથા તમોગુણ એટલે વૃત્તીનો ધાતકી સ્વભાવ એ બેઉ સ્વભાવ ધસડે છે, અને છેવટે અહીંસા થાય છે, એવો શ્રીકૃષ્ણ અવતારના સાકાર ધ્યાનનો મહિમાં છે માટે શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવું. જુઓ કંસાદિક દુષ્ટ દૈત્યોને શ્રીકૃષ્ણનું શત્રુ બુદ્ધીયે અને ભય બુદ્ધિયે ધ્યાન લાગ્યું. તેથીજ તેઓને સ્વરૂપતા મુક્તિ એટલે શ્રીકૃષ્ણના શામસુંદર દેહ જેવો દેહ, વૈકુંઠ લોકના વિષે મળ્યો એજ સ્વરૂપતા મુક્તિ છે. એ મુક્તિ શ્રીકૃષ્ણની સાથે શત્રુપણું તથા દ્વેષ રાખવાવાળાઓને તથા શ્રીકૃષ્ણનો ભય રાખવાવાળાઓને મળી, એવું લખેલું છે, પછી ભક્તોને મળે એમાં શું આશ્ચર્ય ? અસ્તુ.

વાસ્તે શ્રીકૃષ્ણની સાથે દ્વેષ કરવો હોય તો જીવથી દ્વેષ શ્રીકૃષ્ણનોજ કરવો, અન્ય કાંઇજ ક્રિયા કરવી નહિ. પણ એવું કરવાનું સામર્થ કોઇમાંજ નથી, કારણ શ્રીકૃષ્ણની સાથે દ્વેષ કરવો એ એક વિરોધ ભક્તિ છે. પણ એ વિરોધ ભક્તિ કરવી ઘણીજ કઠણ છે.

કારણ શ્રીકૃષ્ણની વિરોધ ભક્તિ કહેવાથી બની આવશે તો જે શ્રીકૃષ્ણના અવતાર વિના કોઇ પણ ઉપાયે કરી મરવાનો નહીં; એવો મહા પરાક્રમી છે, તેનેજ શ્રીકૃષ્ણની વિરોધ ભક્તિ તે કરશે તો થાશે. વાસ્તે શ્રીકૃષ્ણની વિરોધ ભકતી કરવાના ફંદમાં કોઇએ પણ પડવું નહિ. સર્વ લોકોએ શ્રીકૃષ્ણની પ્રેમાળ ભક્તિ કરવી એજ

સારૂં છે, એવો લેખ છે, જુવો કપટ બુદ્ધિએ, વિરોધ ભકિત, પૂતનાએ કરી, તેને સ્વરૂપતા મુકિત મળી, એવો લેખ છે તથા દુર્યોધનાદિકોએ શ્રી કૃષ્ણની હેલના રૂપે વિરોધ ભકિત કરી તેઓને સ્વરૂપતા મુકિત ક્રમે કરી મળી, એવો લેખ છે. તથા યાદવોએ શ્રીકૃષ્ણ આપણો બાઇ તથા રક્ષણ કર્તા એવી ભાવનાથી ભકિત કરી તેઓને સ્વરૂપતા મુકિત મળી તથા પાંડવ ઇત્યાદિકોયે શ્રીકૃષ્ણ આપણો સહાયકારી એવી ભાવનાયે ભકતી કરી એથી તેઓને સ્વરૂપતા મુકિત મળી, એવો લેખ છે. તથા અર્જુને તો શ્રીકૃષ્ણ પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્તી કરી લઈ નિરાકાર જે આપણી અહંપણું ધરનારા જ્ઞાન પહેલાની સ્થિતિ તે ઉત્તમ સ્થિતિને પામ્યો, અને વારંવાર જન્મ મરણના ફેરાઓમાંથી છુટયો માટે એ પ્રમાણે શ્રીકૃષ્ણના ઉત્તમ જે ગુણ કર્મો તે શ્રવણ કરે છે, અને પ્રેમથી જે શ્રીકૃષ્ણની છબી જોઇ, તે પ્રમાણે મનોમય પ્રકાશમાન ધ્યાન કરે છે, અને મરે છે, તેનાં જીવાત્માને, શ્રીકૃષ્ણના દેહ જેવો શામસુંદર દેહ પ્રાપ્ત થઇ, તે વૈકુંઠ લોકના વિષે સુખ ભોગવતો રહે છે. અને શ્રીકૃષ્ણે અર્જુનને તથા ઉદ્ધવને અથવા અન્ય ભકતોને જે આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે, તે ઉપદેશ પ્રમાણેજ જે પોતપોતાને અનંત પોલાણની અંદર, નિરાકાર જે સ્વપ્રકાશ પરમેશ્વર એક તત્વ છે, તેજ, હું અહંપણું ધરનારા જ્ઞાન પેહેલાં નિરાકાર છે, એવું અનુભવથી જુવે છે. તેજ સૃષ્ટીના અસ્તિત્વને સ્પર્ષ કરવા થકી છુટે છે. અને નિરાકાર પરમેશ્વરજ તે થાય છે, પણ નવો થાય છે. એવું નથી, મુળથીજ તેવો નિરાકાર છે, તેને અનુભવી, અહંવૃતી ધરનારા જ્ઞાનનો નાશ કરે છે, એજ તરવું છે, એવો લેખ છે. વાસ્તે, પ્રાણી માત્રોએ એ અર્થ ધ્યાનમાં લેવો, એટલે તેઓને

શ્રીકૃષ્ણનો પ્રેમ રહેશે. અને તે તરશે. તથા તેઓને શ્રીકૃષ્ણના જે ગુણ કર્મો તે સારી રીતે સમજાશે.

(૩) શ્રી કૃષ્ણે દહીં, દુધ, તથા માખણ, બાળપણમાં ચોરી ખાધું એ અનીતિનું કર્મ છે, એ શ્રીકૃષ્ણ જો ઇશ્વર અવતાર છે, તો તેણે કેમ કર્યું ? એવા અલ્પ બુદ્ધિના લોકો કુતર્ક કાઢે છે; તેનું ખંડન એવું છે, કે એક ગ્વાલનના ઘેર શ્રીકૃષ્ણે માયાવી બાળક રૂપ ધારણ કરી દહીં, દુધ, માખણ, ખાવા લાગ્યો, અને દહીં માંખણનાં દોણાં ફોડી સ્વસ્થપણાયે કરી, હાથમાં ફુટેલાં દોણાં લઇ બાખોડીયાં ભરતો ભરતો ચાલ્યો, અને શામસુંદર અંગ ઉપર દહીંના ફોડાં, તથા માંખણથી ખરડાયેલું મોહું અતિશય શોભિતું થયું એવી રમત, તે ગોપીકાએ જોઇ શ્રીકૃષ્ણને ઉંચકી, મોટા પ્રેમથી કેડે બેસાડી તેનું મુખ ચુંબન લીધું અને અરે કૃષ્ણ ચોરટા, અલ્યા લબાડ, દહીં ચોરી ખાતોતો નાં, એવા બોબડા તથા લાડના શબ્દો, કૃષ્ણને બોલી જસોદા, પાસે લઇ આવી; અને બોલી કે, જસોદાબાઇ આ તારો કૃષ્ણ જુઓ કેવો માખણ ચોરી ખાય છે. એ બોલવું તે મોટા આનંદે કરી તથા શ્રીકૃષ્ણની પ્રીતિથી બોલી, ત્યારે જસોદા મોટા આનંદથી તેને કેહેવા લાગી કે, બાઈ મારો શ્રીકૃષ્ણ તો પારણામાં રમતો બેઠો છે, એવું કહી, જસોદાએ શ્રીકૃષ્ણને પારણામાંથી ઉંચકી, કેડ ઊપર લઇ, જસોદા બારણે આવી, એથી તે ગોવાલણને, તથા જસોદાને મોટું આશ્ચર્ય થયું કે અમારા બેઊ પાસે, એ શ્રીકૃષ્ણ છે. એ ચરિત્ર છે તે શું ? એટલો વિચાર કરે છે, તેટલામાં ત્રીજી, ચોથી, પાંચમી એ પ્રમાણે હજારો ગ્વાલનો હજારો શ્રીકૃષ્ણને લઇને જસોદા પાસે પ્રેમથી આવીઓ. અને સર્વ ગોકુળમાં તથા

પ્રત્યેક ગલીઓમાં લાખો શ્રીકૃષ્ણ ગુંટણમંડીએ ચાલે છે એવું જોવા લાગીઓ, તે વખત સર્વ ગોકુળના લોકોની ખાતરી થઇ કે શ્રીકૃષ્ણ એ સાક્ષાત ઇશ્વર અવતાર છે. તેણે અમારા મનો વીંધી લેવા સારૂ કૃપા કરી જે દંહી દુધ ઉપર અમારો લોભ, તે લોભનીજ વસ્તુ હાથમાં લીધી, અને મોંમા નાંખી કે જેથી અમારા મનો શ્રીકૃષ્ણની તરફ લાગે, અને અમો તરાગે તેથી અમો ધન્ય છૈયે, અમો ધન્ય છૈયે. એવું ગોપીઓ બોલી શામસુંદર કમલનયન શ્રીકૃષ્ણે અનેક બાલ્ય રૂપો ધારણ કર્યા હતા. તે તરફ જોઇ નાચવા તથા શ્રીકૃષ્ણના ગુણ ગાવા લાગીઓ, તે વખત તેઓના નેત્રમાંથી પ્રેમની અશ્રુધારા ચાલી. અને સંસાર પ્રપંચ ભુલી ગઇઓ તથા તેઓને પ્રેમ મનાવર થઇ હે મારા વહાલા શ્રીકૃષ્ણ એવા એવા શબ્દો બોલી, ઘરની અગાસીઓ ઉપરથી શરીરનું ભાન ભૂલી, પ્રેમયુક્ત લોટાંગણ કરવામાં, જમીન ઉપર પડવા લાગીઓ, પણ શ્રીકૃષ્ણે તેણીઓને-કિંચિત ઇજા ન થાય. એવી શક્તિ પ્રકટ કરી; એવી તે ગોપીઓ-શ્રીકૃષ્ણને બે હાથ ઉપર લઇ, પ્રેમની અશ્રુધારા ચાલેલી છતાં, કંઠન વિષે કૃષ્ણને ધરી, નાચતી, નાચતી, પોતપોતાના ઘેર તરફ ગઇઓ, અને જુવે છે તો, જે શ્રીકૃષ્ણે દહીં દુધના, દોણાંઓ ફોડયાં. તે જેવાં ને તેવાંજ અંકબંધ દહીં દુધથી ભરેલાં જોયાં. ત્યારે આ ઇશ્વરી માયા-શ્રીકૃષ્ણે, અમારૂં તારણ કરવા સારૂ પ્રકટ કરી, એવું તેઓનાં સમજવામાં આવ્યું ઇત્યાદિ એવો વ્યાસનો લેખ છે એ ઉપરથી સુજ્ઞ લોકોએ વિચાર કરવો કે, આ ચરિત્ર શું છે; તથા એમા શ્રીકૃષ્ણે ચોરી કરવાનો દાખલો ગોપીઓને શું દેખાડયો અરે લોકો, ગોપીઓને શ્રીકૃષ્ણે લીલા બતાવી. તેઓના ચીત હરી

લીધાં, એવો લેખ છતાં ભ્રમિષ્ટ કેમ થાવ છો ? અરે ભાઇઓ શ્રીકૃષ્ણે ચોરી કરી તે ચોરીની લીલા, ઉપર કહ્યા પ્રમાણે વ્યાસજીએ, તથા અન્ય રૂષીઓએ લખેલી છે. જુઓ જસોદા પાસે શ્રીકૃષ્ણ છેજ. અને સર્વ ગોપીઓ પણ અનેક શ્રીકૃષ્ણો લઇ આવીઓ, અને ચમત્કાર જોઇ, આનંદે કરી, ઘેર જઇ જુવે છે તો, શ્રીકૃષ્ણ કાંઇ લઇ ગયો નથી. અને નાશ પણ કર્યું નથી અમારૂં સર્વ જેમનું તેમ છે, વાસ્તે અમોને શ્રીકૃષ્ણે લીલા દેખાડી તાર્યા. એવી જે ગોપીઓએ સ્તુતી કરી અને તે લખેલી છે, તે તરફ લક્ષ ન આપતાં, શ્રીકૃષ્ણ ઉપર--ઓ મૂર્ખાઓ--કુતર્ક કાઢો છો વાસ્તે તમોને માનવી બુદ્ધી છે કે નથી ? અરે આપણા ઘરનાં બે વરસના બાળકને પ્રેમથી ચોર-દાંગો એવું આપણે લાડથી કહીએ છીએ. તેવું ઇશ્વર અવતાર જે શ્રીકૃષ્ણ જેનાં પ્રાપ્ત સારૂં તપશ્ચર્યા કરે છે. તે ઇશ્વર અવતારને બાળપણના વિષે ગોપીકાઓએ--અલ્યા ચોરટા--કૃષ્ણ એવા શબ્દો બોલી રમાડયો તેથી ગોપીઓ જેવી ભાગ્યશાળી પૃથ્વીમાં કોઈ પણ છે કે ? એનો વિચાર કરો, એટલે તમારા જાણવામાં આવશે કે ગોપીઓનો, ઇશ્વર અવતાર જે શ્રીકૃષ્ણ તેને પ્રેમ હતો, ત્યાં ગોપીઓને શ્રીકૃષ્ણની પૂર્ણ પ્રેમયુક્ત ભક્તિ હતી, એથીજ તેઓએ ચમત્કાર જોયા તે અમોને ક્યાંથી મળવાનો, તે માટે અમો પણ શ્રીકૃષ્ણની ભક્તિ કરીશું તો અમોને શ્રીકૃષ્ણ કૃપા કરી ચમત્કારો દેખાડશે. તથા તારશે, કારણ તે અતિશય દયાળુ છે, એ અર્થ મનમાં લાવી સંશય નિર્મુક્ત થાઓ હવે શ્રીકૃષ્ણ ચોર અથવા અનીતિમાન એ કુતર્કોનું ખંડન થયું--ભુલશો નહિ.

(૪) શ્રીકૃષ્ણે ગોકુળમાં બાળપણના વિષે પર સ્ત્રીઓ જે

ગોપીઓ, તેઓની સાથે જારકર્મ કર્યાં, તેથી શ્રીકૃષ્ણને ઇશ્વિરાવતાર કેમ કહેવો. એવા મૂર્ખ લોકો કુતર્ક કાઢે છે. પણ શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે કિંવા અન્ય સ્ત્રીઓ સાથે બાળપણા વિષે સંગ કર્યોજ નથી. એટલે જારકર્મ કર્યું નથી. એવો જે વ્યાસના લખવામાં સીદ્ધાંત છે. તે લોકો સમજતા નથી, એ લોકોની મોટી ભૂલ છે. વાસ્તે તે ભૂલી જાય. અને શ્રીકૃષ્ણે જાર કર્મ કર્યું નથી, એવો જે વ્યાસના લખવામાં સિદ્ધાંત છે. તે સર્વને ખબર પડે, અને કુતર્કનું ખંડન થાય તે સારૂ, તે સિદ્ધાંત કહું છું.

હે મનુષ્યો એક વખત ગોપિઓ શ્રીકૃષ્ણને નૌકામાં બેસાડી, ક્રીડા કરવા સારૂ જમુનાજીમાં ફરતી છતાં નૌકા ડુબવા લાગી અને જમુનાજીના મહા પૂરમાં, ગોપીઓ ડુબવા લાગી. તે વખત નૌકા ડુબવાના વખતે તેઓને સ્મરણ થયું કે શ્રીકૃષ્ણે, ઘણાં ચમત્કારો ગોકુળમાં કર્યાં છે. વાસ્તે શ્રીકૃષ્ણ એ ઇશ્વરાવતાર છે, તેથી તેની પાર્થના કરવી એટલે એ આપણને જમનાજીમાંથી કાઢશે. એવો વિચાર ગોપીઓએ કરી, શ્રીકૃષ્ણની પાર્થના કરી કે હે શ્રીકૃષ્ણ આ વખત અમો જમુનાજીમાં ડુબીએ છીએ વાસ્તે અમોને તાર, તે ઉપર શ્રીકૃષ્ણ બોલ્યો કે ઓ ગોપીઓ તમારો મારી ઉપર શુદ્ધ ભાવ નથી, એ તમારા મનમાંનું હું જાણું છું અને એથીજ તમે ડુબો છો. વાસ્તે મારી ઉપર શુદ્ધ ભાવ રાખો, એટલે જમુનાજીના બે બાજુયે પાણીના પ્રવાહના બે ભાગ થઇ, તમોને જેમ સુકી, જમીન તેમ બહાર ચાલી આવવાને રસ્તો મળશે, તે ઉપર ગોપીઓ બોલી—હે—શ્રી કૃષ્ણ, તારી ઉપર શુદ્ધ ભાવ શી રીતે રાખવો એ અમોને કહો તે ઉપર શ્રી કૃષ્ણ બોલ્યા કે ગોપીઓ—મારી

ઉપર શુદ્ધ ભાવ એવો રાખો કે શ્રી કૃષ્ણુ બ્રહ્મચારી છે. શ્રીકૃષ્ણે સ્રી સંગ કર્યો નથી. એ શ્રી કૃષ્ણુના બોલવા ઉપર-ગોપીઓ પરસ્પરની તરફ જોઇ બોલીઓ કે હે શ્રી કૃષ્ણુ તું પ્રત્યક્ષ અમારી સાથે રમમાણુ થએલો છે એવું છતાં તને અમે બ્રહ્મચારી શી રીતે કહીયે. તે ઉપર શ્રી કૃષ્ણુ બોલ્યા કે હે ગોપીઓ હું બાલકરૂપી અવતાર છતાં તમારી પાસે રમમાણુ થઇશ, એવું તમને લાગે છે કે શું? તે ઉપર ગોપીઓ બોલી કે હે શ્રીકૃષ્ણુ તું તરૂણુ રૂપ ધારણુ કરી, અમારી સાથે રમમાણુ થયો તે ઉપર, શ્રી કૃષ્ણુ બોલ્યા કે ગોપીઓ જે તમોને મારા શરીર જેવું તરૂણુ રૂપ ભાસ્યું અને તમે તે સાથે રમમાણુ થઇઓ એવું તમોને લાગે છે. તે તમારીજ બુદ્ધીએ મારી તરફ હું નાહાનો છતાં જારભાવથી, મારૂં ધ્યાન કર્યું તે ધ્યાનનું ફળ તમોને તમારાજ આત્મામાંથી સ્વપ્નની રીતી પ્રમાણે પ્રાપ્ત થયું, એ મારી માયા છે. વાસ્તે તે ઉપરથી હું તમારી પાસે રમમાણુ થયો એવું થતું નથી. કારણુ હું બાળ બ્રહ્મચારી સ્રી સંગ વિનાનો શ્રીકૃષ્ણુ અવતાર છું. વાસ્તે મને-હું બ્રહ્મચારી સ્રી સંગ વિનાનો છું એવી શુદ્ધ ભાવનાથી જુવો—અને શ્રીકૃષ્ણુ બ્રહ્મચારી છે. તો અમોને જમુનાજીમાં સુકો રસ્તો મળે એવું પ્રતિજ્ઞાથી બોલો. એટલે જમુનાજીના બે ભાગ થઇ તમોને સુકો રસ્તો મળશે. તે વખત સર્વ ગોપીઓ બોલી કે શ્રીકૃષ્ણુ જો સ્રીસંગ વિરહિત બ્રહ્મચારી છે. એ વાત સત્ય છે. તો અમોજ જમુનાજીના પૂરમાં ડુબીએ છીએ તે જમુનાજીના પ્રવાહના બે ભાગ અમારી બે બાજુએ સ્થિર થઇ. અમોને જમુનાજીના આ કાંઠાથી તે કાંઠા સુધી જવા આવવા સારૂ સુકો રસ્તો મળે એ પ્રમાણે ગોપીઓ બોલતાંજ જે ઠેકાણે ગોપીઓ ઉભીઓ હતી તે ઠેકાણે ઉપરથી

આવનારો પ્રવાહ જમુનાજી ઉપરના ઉગમથી, એટલે મથાળેથી, સ્થિર થયો. અને નીચે, જે પ્રવાહનો વેગ ચાલ્યો હતો, તે પણ સ્થિર થયો, અને મધ્ય ભાગે મોટો ઉંડો સુકો રસ્તો થયો. અને બે બાજુએ, પાણીની, બે ભીંતો જેમ હોય તેની માફક ગોપીઓને થઇ. અને એ ચરિત્ર જોઇ વ્યાસ તથા ઘણા રૂષીઓ જયજયકાર કરી, આનંદ મુકત થઇ શ્રીકૃષ્ણની સ્તુતી કરવા લાગ્યા. તથા ગોપીઓ સદગદીત થઇ શ્રીકૃષ્ણની સ્તુતી કરવા લાગીઓ કે હે શ્રીકૃષ્ણ તું સક્ષાત ઇશ્વર અવતાર છતાં તારી ઉપર અમે જાર કર્મનો દોષ લગાડયો હતો, તે અમારા અપરાધની ક્ષમા કર. અમો સ્ત્રીઓ અજ્ઞાની છીએ. તું અમારો ત્રાતા છે; તે ઉપર શ્રીકૃષ્ણ બોલ્યા ગોપીઓ જાઓ આજથી મારી ભકતી શુદ્ધ ભાવ રાખી કરો. મેં તમારા ઉપર કૃપા કરી છે. એ પ્રમાણે વ્યાસના લખવામાં શ્રીકૃષ્ણે સ્ત્રી સંગ કર્યો નથી, એવો ખુલાસો છતાં ઓ કુતર્કી લોકો તમે ભ્રમિષ્ટ કેમ થાઓ છો ? અરે શ્રીકૃષ્ણના જે અમુલ્ય ગુણ ચરિત્રો વ્યાસે લખેલાં છે. તે ઉપર લક્ષ આપો એટલે તમને સેહેજજ સમજાશે કે જે શ્રીકૃષ્ણે ચારિત્રો કર્યાં તે માનવી નથી ઇશ્વરી ચરિત્રો છે. પણ અમે અજ્ઞાન બુદ્ધિયે કુતર્કો કાઢીએ છીએ, એ પ્રમાણે સમજાઇ તમોને ઇશ્વરની ભકિત લાગશે. વારૂં હવે હે લોકો મેં લખ્યું છે. એનું પૂરાણ પ્રસિદ્ધ ખુલાશો છે. વાસ્તે તમારા કુતર્કોનું ખંડન થયું ભૂલશો નહિ, અને શ્રીકૃષ્ણની ભકિતઓ કરો અને આત્માજ્ઞાની થઇ તરો.

(૫) શ્રીકૃષ્ણ બાળ બ્રહ્મચારી–સ્ત્રી સંગ વિરહીત ઇશ્વરનો અવતાર અનેક ચમત્કારો બતાવી લોકોને તારતા હતા એ વ્યાસના લખવાનો હેતુ લોકો સમજતા નથી એ લોકોનું મુર્ખપણું છે. જુઓ, શ્રીકૃષ્ણ અવતાર ગુપ્ત થયો, ત્યાં સુધી શ્રીકૃષ્ણનાં અવયવ ૧૨ વર્ષના

વય જેવા સ્યામ સુંદર સકુમાર સ્મશ્રુ રહીત મુખ કોમળ છબી શ્રીકૃષ્ણની કાઢે છે. તેવા અવયવ હતા. અને પ્રત્યક્ષ જોનારાઓના નેત્રોને અત્યંત આનંદ આપનારા એવા શ્રીકૃષ્ણના અવયવ હતા એવા શ્રીકૃષ્ણની તરફ અવલોકન કરનારા સ્ત્રી પુરૂષોને જુદા જુદા ભાવ પ્રગટ થતા હતા. એવું વ્યાસનું લખતું છે. શ્રીમતૂભાગવતૂમાં કહ્યું છે કે વ્યાસ, શુક, વસીસ્ટ, નારદ, સનંતકુમાર, શંકર, બ્રહ્મા ઇત્યાદી સર્વ રૂષીઓને ખબર હતી કે શ્રીકૃષ્ણએ સાક્ષાત ઇશ્વરે જગત ઉંદ્ધાર માટે અવતાર દેહ ધારણ કર્યો છે ત્યા જસોદા—દેવકીજી નંદ—વાસુદેવ એઓને લાગતું કે શ્રીકૃષ્ણ એ મારો પૂત્ર છે ત્યા પાંડવોને લાગતું કે શ્રીકૃષ્ણ હમારો સખા સાહ્યકારી છે—ત્યા ગોવાળ જાણના કે શ્રીકૃષ્ણ હમારો રમતીયાળ દોસ્ત છે. ત્યા યાદવો જાણતા કે શ્રીકૃષ્ણ હમારૂં સર્વ પ્રકારે રક્ષણ કરનારો બંધુ છે ત્યા રાધા વાગેરે ગોપી-ઓ જાણતી કે શ્રીકૃષ્ણ હમારો ભરથાર છે ત્યા કંસને લાગતું કે શ્રીકૃષ્ણ મારો કાળ છે ઇત્યાદી એ પ્રમાણે જૂદી જૂદી ભાવનાથી શ્રીકૃષ્ણ ઉપર પ્રેમ હતો તેમાં ગોપીઓનું જાર ભાવનાથી શ્રીકૃષ્ણ સ્વરૂપની તરફ મન લાગ્યું અને શ્રીકૃષ્ણ આપણને ભરથારના પેઠે શી રીતે મળશે. એવું ચીંતન ગોપીઓને જાગૃત સ્વપ્નું એ બેઉ અવસ્થામાં લાગ્યું એ શ્રીકૃષ્ણ જે અંતર શાક્ષ ભગવાન તેના જાણવામાં આવ્યું તેથી શ્રીકૃષ્ણે પોતાની યોગમાયા પ્રગટ કરી લક્ષાવધી ગોપીઓને એકજ વખતે એવો ચમત્કાર દેખાડતો ગયો કે શ્રીકૃષ્ણ આપણને ભરથાર મળ્યો અને એક સમયમાં લક્ષાવધી ગોપીઓ પાસે લક્ષાવધી શ્રી કૃષ્ણ ક્રીડા કરવા લાગ્યા. એવું ગોપીઓને ત્યા બીજા રૂષીઓને દેખાયું. પણ રૂષીઓએ ત્યા

પ્રવીણ લોકોએ એવો વિચાર કર્યો કે જસોદાને ત્યાં કંશને મારવા સારૂ તથા ભૂભાર હર્નાર્થ જેશ્રીકૃષ્ણ અવતાર છે તે જશોદાની પાસે બેઠેલો છતાં રાસ ક્રીડામાં ગોકુળ માંહેલી ગોપીઓ શ્રી. ગોકુળમાં નથી, એટલી, ઇશ્વરી માયાની પ્રકાશવાળી દેહધારી ગોપીઓ તથા ગોકુળ માંહેની બાકીની ગોપીઓ સર્વ મળી લક્ષાવધી ગોપીઓ છે. એમાંની દરેકની પાસે-એક એક શ્રીકૃષ્ણ ઉભા છે. એ ચમત્કાર શું છે? તે વખતના જ્ઞાની જે રૂપીએ ઇત્યાદી તેઓને ઇશ્વરે સુચવ્યું કે આ, જે ગોપીઓ તે ગોપીઓ એ હું જેશ્રીકૃષ્ણ અવતાર કંસના વધ માટે ત્યાં ભૂમીના ભાર હણવા માટે ધારણ કર્યો, તે મારા અવતાર શરીરનું જાર બુદ્ધીએ ધ્યાન કર્યું તે ધ્યાન બીજા પુરૂષના શરીરનું. જાર બુદ્ધીએ ધ્યાન ધરવાનું, જેવું ફળ આપશે તેવુંજ શ્રીકૃષ્ણ અવતાર શરીરનું જાર બુદ્ધીએ ધ્યાન ધર્યું. તેનું ફળ હોય તો શ્રી કૃષ્ણ અવતારના ધ્યાનનો મહીમા શું રહ્યો? તેથી હે જ્ઞાની ભક્તો આ અનંત માયાવી શ્રીકૃષ્ણ રૂપો પ્રગટ કરી ગોપીઓનો શ્રીકૃષ્ણ ઉપર શ્રીકૃષ્ણ એ ઇશ્વરી અવતાર છે. એવો ભક્તિભાવ બેસાડો, તેઓનો તારણોપાય થાય એવું શ્રી કૃષ્ણ અવતાર લેનારો ઇશ્વર છું. તે હું કરીશ એવું જ્ઞાનીઓને ઇશ્વરે સુચવી રાસ ક્રીડા દેખાડી. પણ અત્યારના જમાનાના લોકોએ એવો વિચાર કરવો કે શ્રી કૃષ્ણ અવતાર એકજ બાલ્યરૂપી સ્યામ સુંદર એવો હતો અને તેણેજ ગોપીઓને તથા સર્વને અનેક રૂપો શ્રી કૃષ્ણના દેખાય અને સર્વને જણાય કે હમારા મનોરથ પૂર્ણ થયા એ શ્રી કૃષ્ણની યોગ માયા છે એવો વિચાર કરવો અને એવી જો યોગ માયા શ્રી કૃષ્ણની પાસે ન હોય તો શ્રી કૃષ્ણ એ ઇશ્વરનો પૂર્ણ અવતાર એ કેમ શોભશે?

જુઓ કે ગોપીઓના ભરથારોને હમારી સ્ત્રીઓ, ગોપીઓ-એઓનો હમારો એક દિવસ પણ વિયોગ થયો, એવું થયું નહિ. અને ગોપીઓને તો એવું લાગતું કે શ્રી કૃષ્ણ વિના હમુને બીજો ભરથાર, ખબરજ નથી. એ પ્રમાણે છ મહીનાની એક રાત એવી કરી કે સર્વ બ્રહ્માંડોના એટલે ભુગોળ, ચંદ્ર ગોળ, ઇત્યાદીકોના ખેલ સ્થિર કરી ત્થા જયદ્રથ વધના પ્રતીજ્ઞા પ્રમાણે સૂર્યમાનું પૃથ્વી ઉપર આવનારૂં તેજ, થોડુંક આકર્ષણ કરી ત્થા સૂર્યચંદ્ર બેઉ સરખા દેખાય એવું કરી. શ્રી કૃષ્ણની યોગ માયાએ રાસક્રીડા કરી દેખાડી, અને એટલો ખેલ થતો છતાં જસોદા માતા-જે તેની પાસેથી શ્રીકૃષ્ણ રાત્રે કદીજ બહાર ગયો નથી. એ ઇશ્વરી માયાનો અજબ ખેલ શ્રીકૃષ્ણ અવતારના વિષે દેખાડી. સર્વનું તારણ કર્યું એ વ્યાસે લખેલી કથાના અભીપ્રાયની તરફ જોશે. તે સમજશે કે એમાં માનવી કૃત્ય કીવાં શ્રીકૃષ્ણ અવતારમાં શ્રીકૃષ્ણે જાર કર્મ કર્યું એવું કહેવાને બીલકુલ આધાર નથી. પણ જે મૂર્ખ અવિવેકી કે જેઓને આ સમજાતું નથી. એવા તે વખતના ત્થા આ વખતના જે લોકો તેઓના સંસયો દુર થવા સારૂ કહું છું. જુઓ જુઓ-યજ્ઞ પત્નીઓ જ્યારે શ્રીકૃષ્ણને અન્ન લઇને આવ્યો છે. તે વખતે જમનાજીના પૂરમાંથી શી રીતે જઇએ. એ તેઓને ચીંતા પડી. તે વખતે શ્રીકૃષ્ણે કહ્યું કે હે યજ્ઞ પત્નીઓ જમનાજી આગળ ઉભી રહી બોલો કે શ્રીકૃષ્ણે પોતીકી યોગમાયાના બળથી ગોપીઓને ચમત્કાર દેખાડયા કે શ્રીકૃષ્ણ અમુને ભરથાર મળ્યો-પણ શ્રીકૃષ્ણ અવતારે ગોકુળમાં બાળપણના વીશે સ્ત્રી સંગ કર્યો નથી. કારણ સ્ત્રી સંગ કરવાવાળાના હાથે કંસને મરણ નથી. તેથી, શ્રીકૃષ્ણ બાળબ્રહ્મચારી સ્ત્રી સંગ વીરહીત રહ્યો

છે. એ વાત સાચી છે. તો અમોને જમનાજીમાના પૂરમાંથી સુકો માર્ગ મળે એ શ્રીકૃષ્ણુના કહેવા પ્રમાણે સર્વ લોકોની સમક્ષ યજ્ઞ પત્નીઓ બોલી કે શ્રીકૃષ્ણુ બોલ્યા તે પ્રમાણે શ્રીકૃષ્ણ બાળ બ્રહ્મચારી સ્ત્રી સંગ વિરહીત છે તો અમુને જમનાજીમંથી સુકો માર્ગ મળે તે વખત યજ્ઞ પતિનઓનાં પ્રતિજ્ઞાના શબ્દ નીકળતાંજ જમનાજીન પ્રવાહનાં દોરડીના બે કટકા કરવા તેવા કટકા થઇ સુકી જમીન ઉત્તમ રસ્તા પ્રમાણે ત્થા બે બાજુએ પાણીની ભીંતો એવી થઇ કે યજ્ઞ પતિનઓ પાર ગઇ એ ચમત્કાર વ્યાસે લખેલો છે સર્વેએ જોયો એટલે શ્રીકૃષ્ણુ જારકર્મી તો ક્યાંથી હોય? પણુ શ્રીકૃષ્ણુ સ્ત્રી સંગ વિરહીત બાળ બ્રહ્મચારી હતા એવું જણાશે હવે તેણે યોગમાયાથી ગોપીઓને તેઓના મનોરથ પ્રમાણે દેખાડયું કે શ્રી કૃષ્ણુ હમુને ભરથાર મળ્યો પણુ લોકોને કંસ વધ સ્ત્રીસંગ કરનારાને હાથથી થવાનો નહિ એ વરદાનથી ભય પ્રાપ્ત થશે કે શ્રીકૃષ્ણે સ્ત્રી સંગ કર્યો હોય તો કંસને કોણુ મારશે, એવો તે લોકોનો સંસય તથા ભય રહે નહિ તેથી શ્રીકૃષ્ણુ બાળ બ્રહ્મચારી સ્ત્રી સંગ વિરહીત છે એવા ગોકુળમાં અનેક પ્રતીજ્ઞા કરી ચમત્કાર દેખડયા ત્થા કંસને પણુ એવું મરણુ હતું કે દેવકીના હૃદયકમળમાં મારી ભકિત છે વાસ્તે હું તેની આગળ એકદમ આઠ વર્ષનો બાળક થઈ સ્યામસુંદર રૂપથી આવીસ અને દેવકીને તથા જસોદાને તેઓની ભકિત સારૂ વરદાન આપ્યું છે તેમ દેખાડીશ કે શ્રી કૃષ્ણુ મારો પુત્ર છે. તથા લોકોને પણુ જસોદા દેવકીપૂત્ર શ્રીકૃષ્ણુ એવું દેખાડી અને સ્ત્રી સંગ વીર હીત બાળ બ્રહ્મચારી શ્રી કૃષ્ણુ રૂપે કરી કંસને મારી ઉગ્રસેનને રાજ્ય ઉપર સ્થાપન કરી પછી અન્ય અવતારી કામો ભુભાર ઉતારવા સારૂ

કરી, લોકોને તારીશ વાસ્તે હે લોકો કંસને સ્ત્રીસંગ થએલાના હાથથી મૃત્યુ નહિ હતું તે કંસને શ્રીકૃષ્ણે મારી મુકિત આપી તથા યજ્ઞ પત્નિ ઓને ચમત્કાર દેખાડયો એ ધ્યાનમાં રાખી મુર્ખ બોલો અને એવા વિચાર રહીત થાશો નહિ અથવા નાસ્તીક મૂર્ખા એવા મતવાદીઓના લેખો વાંચી ભ્રમીષ્ટ થઇ ભ્રષ્ટ થાશો નહિ. કારણ શ્રીકૃષ્ણ ચરીત્રો તે પ્રમાણે વ્યાસનો લેખ મેં ઉપર લખ્યા પ્રમાણે છે. તે તરફ જુઓ અને તમારા કુતર્કોનું છેદન મારી લખવાની તરફ જોઇ તમારૂં તમો કરો અને શ્રીકૃષ્ણભકિત મનમાં રાખો આત્મજ્ઞાની થઇ તરો.

(૬) શ્રીકૃષ્ણે વસ્ત્રહરણ કર્યું એ વાત અનીતિની કરી. એ ઇશ્વર અવતાર જે શ્રીકૃષ્ણ તેને શોભતી નથી એવું કેટલાએક પાંખંડીઓ દ્રૌપદીવસ્ત્ર રક્ષણ ન્યાય જોતા નથી તેથી બોલે છે. પણ વસ્ત્રહરણ શ્રીકૃષ્ણે શા સારૂં કર્યું. એનું તે કારણ જોશે તો; શ્રીકૃષ્ણે કર્યું તે યથાર્થ કર્યું. એવું તેઓને સમજાશે. કારણકે સ્ત્રીઓ પાણીમાં ઉભી રહી વસ્ત્રો રેતીપર મૂકી વૃત્તો કરતી હતી તે શ્રીકૃષ્ણ આપણને ભરથાર મળે એ સારૂં કરતી હતી. એ શ્રીકૃષ્ણે અંતરમાં જાણી તેઓના વસ્ત્રો પોતાની યોગ માયાથી કદમના ઝાડ ઉપર લટકાવી આપ્યાં અને પોતે મોરલી વગાડતો કદમના ઝાડ ઉપર બેઠો ત્યારે તે મોરલીનો મધુર ધ્વની તે સ્ત્રીઓના કાને પડતાં તે સમજીઓકે અમે જે ભરથાર મેળવવા સારૂ ઇચ્છતા હતાં, તે શ્રીકૃષ્ણ અહીંજ છે. તેને આપણે જોવા જઇએ એવો વિચાર તે સર્વ સ્ત્રીઓએ કરી પાણીની બહાર જુવે છે તો પહેરવાના વસ્ત્રો નથી, કદમના ઝાડ ઉપર હજારો વસ્ત્રો લટકે છે એવું તે સ્ત્રીઓએ જોયું. અને શ્રી કૃષ્ણની તરફ જોઇ કહેવા લાગી કે હે શ્રી કૃષ્ણ અમારા વસ્ત્રો અમુને આપો. તે વખતે શ્રી કૃષ્ણ બોલ્યા કે તમે પાણીમાં

નીર્લજ થઇ મનમાં શું ચીંતન કરતી હતી તે મને કહો એટલે તમારા વસ્ત્રો આપોઆપ તમારી પાસેજ છે એવું જોશો. એવું શ્રી કૃષ્ણનું ભાષણ સાંભળી તે સ્ત્રીઓ એક બીજી તરફ જોઇ હાસ્યવદન કરી બોલીયો કે હે શ્રીકૃષ્ણ અમોએ તારા સારૂ, આ વ્રત આરંભ્યુ હતું. અને તારી હમુને પ્રાપ્તી થઇ. એટલું તે બોલતાંજ, તેઓના વસ્ત્રો તેઓના હાથમાં છે. એવું શ્રીકૃષ્ણે તે સ્ત્રીઓને ચરીત્ર દેખાડયું. ત્યારે તે સ્ત્રીઓ વસ્ત્રાલંકારથી મંદીત થઇઓ છતાં શ્રીકૃષ્ણ ઉપર ભ્રકુટીના અને નેત્રના કામ રૂપી બાણ છોડવા લાગીઓ—અને શ્રી કૃષ્ણે આપણને કામ ભોગ આપવો તે સારૂ ઘણીજ પ્રકારના તેઓએ શ્રી કૃષ્ણને હાવભાવ દેખાડયા. તો પણ શ્રી કૃષ્ણ મોહીત કયાંથી થાય. કારણ કે તે ઇશ્વરી અવતાર છે પણ છેવટે શ્રી કૃષ્ણે એવો વિચાર કર્યો કે જો એ સ્ત્રીઓએ એટલો ઉદ્યોગ મારે સારૂ કર્યો—છતાં તેઓને હું અભયી આપું નહિ તો એ સર્વ સ્ત્રીઓ પ્રાણ ત્યાગ કરશે. પછી મારૂં દયાળુપણું તે કયાં રહ્યું. એવો શ્રીકૃષ્ણે વિચાર કરી તે સ્ત્રીઓને શ્રીકૃષ્ણ બોલ્યા કે હે સ્ત્રીઓ તમે મારે વાસ્તે ઘણાં પ્રકારના કામ કટાક્ષ દેખાડયાં. પણ મને કામ બાધ કરશો તો તમારા મનોવૃત પૂરાં થશે પણ મને કામનો બાધ થતો નથી એ તમારા અનુભવમાં આવ્યાથી તમો દુઃખી થઇ પણ દુઃખી થાશો નહી રાસક્રીડામાં હું મારી યોગ માયા પ્રગટ કરીશ તે વખત મારી યોગ માયાએ જે અનેક શ્રીકૃષ્ણ રૂપો તમારી ભકિત સારૂ તમારા વાસ્તે પ્રગટ થશે તે વખતે તમારા મનોવૃત પૂર્ણ થઇ પછી મનોવૃત રહેશે નહિ જાઓ દુઃખી થશો નહિ અને હવેથી એવા નીર્લજપણાએ પાણીમાં ઉભી રહી મારે વાસ્તે એવા મુર્ખ પણાના પાણીમાં નગ્ન ઉભા રહેવાના વ્રતો કરશો નહિ. શુદ્ધ ભકિત

ભાવ હોય એટલે મારી પ્રાપ્તી છેજ એ ધ્યાનમાં રાખો એ સાંભળી તે સ્ત્રીઓ પોતપોતાના ઘરે જઇ શ્રીકૃષ્ણના ઉપકાર તથા મોટાપણું સંભાળવા લાગી ત્યાર પછી કામ જે અનેક રૂપો ધારણ કરનારો તે આગળ માણસના આકારથી ઉભો રહયો અને શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણના સ્તુતિ કરવા લાગ્યો કે હે શ્રીકૃષ્ણ તેં પૂર્ણ અવતાર સાક્ષાર ઇશ્વરપણાંએ ધારણ કર્યો છે. તે વીના શકતી કોનામાં હોય, કારણ હું કામ સર્વની પરિક્ષા લેનારો છું, પણ મને જીતનારો કોકજ હોય છે. તે હું કામ એ સ્ત્રીઓના અંગમાં પ્રવેશ કરી તને મોહ ઉત્પન્ન કરવા સારૂ નગ્ન સ્ત્રીઓના રૂપે કરી ઘણો પ્રયત્ન કર્યો પણ હું લજાયમાન થયો—વાસ્તે મારા અપરાધની ક્ષમા કરવી, તે ઉપર શ્રીકૃષ્ણ બોલ્યા કે અરે કામ તારી ખાત્રી કરવા વાસ્તેજ મારી યોગમાયાએ વસ્ત્રો હરણ કર્યા. અને હે કામ તને ચમત્કાર દેખાડી—નીર અભિમાની કર્યો, અને હે કામ તારો ભાઈ જે ક્રોધ તે તારી અપૂર્ણતાથી આવવાને તેજ મારામાં તારાં સુદ્ધાં નથી પછી ક્ષમા શાની કરવી, એવું સાંભળી કામ, ભયભીત થયો, કે હું, સાક્ષાત. ઇશ્વર અવતાર જેશ્રીકૃષ્ણ તેહેને, ક્ષમાકર એવું કહ્યું. એ મારી ચુક તો નહિ થઇ હોય. તે વખત શ્રીકૃષ્ણ બોલ્યા કે અરે, કામ, ડરીશ નહિ જા, તને શંકર અવતારના વિષે, અનંગ કર્યો હતો, એટલે અંગ વિનાનો કર્યો હતો. પણ હવે તને હું કૃપા કરી, અંગ આપ્યું જા, સુખમાં રહે એ શ્રીકૃષ્ણ વરદાન કામે પૂર્ણ

કામ જે શ્રીકૃષ્ણ તે પાસેથી મેળવી પોતે શ્રીકૃષ્ણરૂપી થયો. અને આગળ રૂક્ષમણીના ઉદરે પ્રદ્યુમનરૂપે અવતર્યો એ પ્રમાણે વસ્ત્રહરણના નિમિતથી, કામને જીતવાની, રસીક તથા નમુનેદાર કથા છે. તથા સ્ત્રિઓ જે શ્રીકૃષ્ણની પ્રાપ્તી સારૂ પ્રાણ ત્યાગ કરવા તૈયાર થઇયો હતી. તેઓને વરદાન આપી તેઓનું રક્ષણ કર્યું. એ અમુલ્ય કથા છે તથા કંસ વધ, બાળબ્રહ્મચારી શ્રીકૃષ્ણ હોય તો જ થશે. કારણ કંસને વરદાન હતું કે તને સ્રીસગ જેણે કર્યો હોય કિંવા જેનાં મનમાં સ્રીસંગ કરવાની ઇચ્છા થઇ હોય, તેનાં હાથથી મરણજ નહિ. અને હે લોકો કંસને શ્રીકૃષ્ણે તો માર્યો છે જ તેથી બાળપણના વીષે શ્રી કૃષ્ણના મનમાં પણ સ્ત્રી સંગ કરવાની ઇચ્છા ન હતી. અને સ્ત્રી સંગ કર્યો પણ નથી. સ્રી સંગ ન કર્યો હતો તેથી કામ દેવ પરિક્ષા જોવાને આવ્યો અને પરાજીત થઇને ગયો એ ન્યાયે કરી સીદ્ધ થયું. અસ્તુ ઇત્યાદી જે વ્યાસના લખવામાં રહેલી રસદાર ખુબીઓ લોકોને સમજાતી નથી તેથી તે માણસો રસજ્ઞ નથી તેથી પોતાના મૂર્ખપણાએ કરી શ્રીકૃષ્ણને દોષ આપે છે વાસ્તે એવા શ્રીકૃષ્ણની નીંદા કરનારા તે સત મૂર્ખો છે. તથા વ્યાસના લેખને ન જાણનારા એવા પ્રકારના તે અરસીક છે. જુઓ લક્ષાવધી વસ્ત્રો એક પડમાં કદમ વૃક્ષ ઉપર એકઠા, શ્રીકૃષ્ણે સ્રીઓને ખબર ન પડવા દેતાં લટકાવ્યાં એવું કબુલ કર્યું તો શ્રીકૃષ્ણને ઇશ્વરજ માનવો જોઇએ. એવું વાદથી સીદ્ધ થાય છે કેમકે એમાં નવી કૃત્ય નથી અને ઇશ્વર માન્યો તો નીંદા કરવાને

જગ્યા રહેતી નથી તથા છ મહીનાનો કે એક વરસનો શ્રીકૃષ્ણ હતો તે એકાએક તરૂણ થઇ રાધીકાની સાથે અથવા અન્ય ગોપીઓની સાથે વ્યભીચાર કરતો હતો, એ વાત કબુલ કરી તો, એકાએક તરૂણ થઇ ફરી બાળક અવસ્થા જેવું થવું એ પણ ઇશ્વર સામર્થ છે, તેથી પણ શ્રીકૃષ્ણને ઇશ્વર માનવો પડે છે પછી નીંદા કરવાને રસ્તો રહેતો નથી. એવા એવા વ્યાસ રૂષીએ શૃંગાર રસ-ઇશ્વરનું વર્ણન કર્યું. તેમાં પણ ઇશ્વર શકતીનો બોધ છે નાસ્તીકો તમે ધ્યાનમાં રાખશો તો ઠીક આસ્તીકો પ્રસંગે બોલશો તો ઠીક, અસ્તુ.



લેખક તથા પ્રકાશક:-નારણજી નિછાભાઈ દેશાઈ પલસાણાકર.
વાડીફળીઆ સ્ટોર શેરી-સુરત.

છાપનાર:-ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ,
ભાજીવાળી પોળ, અનાવિલ લોજની બાજુમાં-સુરત.

—— ફક્ત એક વખત પ્રસંગ પાડી ખાત્રી કરો ——

# ☞ કલ્પવૃક્ષ ટેલીસમેન. ☜

( ચાંદીની ધાતુનું )

દરેક જાતના સંકટોમાંથી બચાવી ધારેલાં કામમાં ફતેહ આપે છે.

કીંમત ફક્ત રૂા. ર)

**ગુર્જશીરપ**—દરેક ખોટી ગરમીના રોગો પર રામબાણ છે. કીંમત બાટલી ૧ના ફક્ત બાર આના.

**રોયલ ટોનીક પીલ્સ**—અશક્તી દૂર કરી વીર્યને મજબુત કરી શરીર બળવાન બનાવે છે. કી. ડબી એકનો રૂા. ૧)



**કૃષ્ણ પાવડર** નઠારી ઉધરસ, વરાધ વગેરે દરેક જાતની ખાંસી સારી કરે છે. કી. બાટલી એકના બાર આના.

**બાળ પંચામૃત**—બાળકોને તંદુરસ્ત બનાવવા માટે અકસીર છે. કી. બાટલી એકના દશ આના.

**પ્રો. આઈ. બી. મહેતા.**

**હેપી બામ**—સંધીવા તથા માથાના દુખાવા માટે અકસીર છે. કીંમત બાટલી એકના છ આના.

**મેજીક સ્નફ**—આદ્યાશીશી મસ્તક રોગ હીસ્ટીરીઆ અને વાયુના રોગ ઉપર ચમત્કારીક અસર કરે છે. કીંમત છ આના.

**એ સિવાય**—શારીરિક, માનસિક તથા આર્થિકમાંથી ગમે તે જાતની મુશ્કેલીના ખુલાસા માટે નીચેના સીરનામે મળો અથવા લખો: કારણ કે દરેક બાબતનો ખુલાસો જ્યોતીષ (Astrlogy) સામુદ્રિક (Palmistry) મસ્તક પરિક્ષા Phrenology અક્ષર પરિક્ષા Graphiology વગેરેસાયન્સના આધારે ખાત્રીપુર્વક કરવામાં આવે છે.

અમારા કામ માટે હીન્દુસ્તાન, પ્રજામિત્ર, બોમ્બે ક્રોનીકલ વગેરે મુક્ત કંઠે પ્રસંશા કરી છે.

ર૬૧, વાડીફળીઆ, સ્ટોરની શેરી, સુરત. } **પ્રોફેસર આઈ. બી. મહેતા.** પામીસ્ટ, ઑકલ્ટીસ્ટ એન્ડ આયુર્વેદ મેડીકલ પ્રેકટીશનર.